श्री गणेशाय नमः

"जनना जन्मभूमिश्च स्वर्गादपि गरियसि"



# રા'નવઘણ

## નાટકનાં ગાયનો.

શ્રી મનોહર નાટક સમાજ માટે.

---

પ્રયોજક

અમૃતલાલ એમ. આર. આસારામ ઓઝા. (મોરબી)

પ્રકાશક

એમ. આર. મહેતા. (વાંકાનેર.)

તથા

આર. બી. મહેતા. (અમદાવાદ.)

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨



મુલ્ય ત્રણ આના.

શ્રીમદ્ વલ્લભ સદ્ગુરવે નમઃ

# શ્રી નવઘણ.

## પ્રવેશવાર ટુંક હકીકત.



### અંક પહેલો.

પ્રારંભ પ્રાર્થના—બાદ નાટ્ય વસ્તુ સુચન.

પ્રવેશ ૧લો—સ્થળ ગિરિનાર ઉપર દેવાલય.

શીકારે નીકળેલા રા. ક્વાટનું સહકુટુંબ યાત્રાર્થે નીકળેલા દંડકરાજની પુત્રી ઉપર મોહાશકત થવું. અચાનક નીતીમાન પુત્ર નવઘણનું આવી ચડવું. પીતાના અત્યાચારનો અટકાવ. પીતા પુત્ર વચ્ચે તકરાર કચ્છના રા. લાખાફુલાણીએ વચમાં પડી સમાધાન કરવું. ટેબ્લો.

પ્રવેશ ૨જો—બાચરનું મકાન.

પોતાની બાયડીને ઘેર તેડી જવા હરસમનું પોતાના નોકર સાંથે સાસરે આવવું. હીરબાઇની હઠ. સસરાની ગેરહાજરીમાં હીરબાઇનું હરણ કરી જવું.

પ્રવેશ ૩જો.—ગિરિનારની તળેટીમાં દંડકરાજની શિબિર.

નવઘણના ગુણથી મુગ્ધ થએલી કાન્તાનો સખીયો સહ વિનોદ. ઉત્તમ અતિથી સત્કાર અને રૂપ ચાતુર્યથી મોહીત થએલી કાંતાની નવઘણ પાસે પ્રેમની યાચના. નવઘણનો સ્વીકાર.

પ્રવેશ ૪થો—સ્થળ પાટણ, મૂળરાજનો મહાલય.

દંડકરાજ ઊપર ગુજરેલા અત્યાચારના સમાચાર, મૂળરાજ તથા કર્ણસીંહની ઉશકેરાઇ વેર લેવાની પ્રતિજ્ઞા સૈન્યની તઇયારી. કાન્તીની મુંઝવણ. નવઘણને ચેતવવા પુરૂષવેશે જવાની તઇયારી.

પ્રવેશ ૫ મો.—સ્થળ બોડીદરનેસ. દેવાઇતનું મકાન.

સ્વદેશપ્રેમી દેવાઇતકન્યા જેહલની સમાનવયની સહચરીઓ સાથે દેશ સેવા સંબંધી ચર્ચા, દેવાઇત તથા સામંતરાજની સોલંકીના સૈન્યને રોકવાની તથા રા. કવાટને ચેતવવા જુનાગઢ જવાની તઇયારી.

પ્રવેશ ૬ઠો.—જુનાગઢમાં હરસમનું મકાન.

હરણ કરી લાવેલી હીરબાઇ સાથે હરસમના ઘરસંસારનું ચિત્ર. સોલંકી લશ્કર સાથે આવેલા ખાચરે જમાઇ સાથે તકરાર કરી હીરબાઇને પાછી પોતાની સાથે લઇ જવી.

પ્રવેશ ૭મો.—નવઘણનું શયનગૃહ.

નીદ્રાવશ થયેલ કુમાર નવઘણનું ખુન કરવા જતા રા. કવાટનો ગુપ્તવેશમાં છુપાયેલી કાંતા તથા મોંઘીબાએ આવી અટકાવ કરવો. દેવાઇત તથા કાંતાએ યુદ્ધના સમાચાર આપવા. સ્રીપુત્રને દેવાઇતને ત્યાં રાખી રા. કવાટનું લાખાસંગે રણક્ષેત્રમાં પ્રયાણ કરવું.

પ્રવેશ ૮મો.—રણક્ષેત્ર.

રા. કવાટના તથા સોલંકીના સૈન્ય વચ્ચે ભયંકર યુદ્ધ, રા. કવાટનું પડવું. લાખાનું પલાયન થવું. ટેબ્લો.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—સ્થળ પોરબંદરનેસ.

જેહુલ, કાન્તા તથા નવઘણ વચ્ચે પરસ્પર આનંદ વિનોદ.

પ્રવેશ ૨ જો—દેવાતદનું મકાન.

દેવાતદને ત્યાં રહેલ સોઢીબા તથા નવઘણને રા. કવાટના પતનના સમાચાર, સર્વેનું દિલગીર થવું. નવઘણ કાન્તા તથા સૈનીકોને આશ્વાસન આપી રા. લાખાએ પોતાની સાથે કચ્છ લઇ જવા. દારૂડીયા બીજલની દારૂ પીવા માટે છ આનાના પઇસા માટે પોતાના ભાઇ દેવાઇત સાથે તકરાર. વેર લેવાના ઝનુનથી બીજલનું ચાલ્યા જવું. બાદ કર્ણસીંહની બાતમી મેળવવી દેવાઇતનું જુનાગઢ જવું

પ્રવેશ ૩ જો—જુનાગઢમાં હીંદુ હોટલ.

હોટલમાં ચાહ પીવા ભેગા થયેલા જુદી જુદી કોમોના ગ્રહસ્થોને ચાહમાં દેવાઇતનો બોધ. ચાહથી થતા ગેરફાયદાનો આદર્શ ચિતાર. જનસમુહનો ચા નહિ પીવા માટે અસહકાર. હોટલના માલીકનો ક્રોધ.

પ્રવેશ ૪થો—પાટણ મહોલ્લો.

હીરબાઇને પાછી પોતાને ઘેર તેડી જવા હરભમનું આગરીયા ભટ્ટ બની મોહલ્લામાં કથા કરવી. હીરબાઇનું કથા સાંભળવા ભક્તો સાથે આવવુ અને ભટ્ટની સાથે પ્રેમમાં લપટાવું અચાનક ખબરના આવવાથી પોગળ ફુટી જવું.

પ્રવેશ ૫ મો—ખેતરમાં ગરીબ મજુરનું રહેઠાણ.

મજુરી કરી તથા રેંટીયો કાંતી કુટુંબનું ગુજરાન ચલાવતા ગરીબ ખેડુત ઉપર કર્ણસીંહના અનુચર ધીમાજીનો જુલમ—અત્યાચાર મહાત્મા દેવાઇત તથા બ્રહ્મચારી મંડળનું વચમાં પડવું દુ:ખી ગરીબ મજુર કુટુંબનો અંત તથા કર્ણસીંહની ક્રુરતા, મહાત્મા દેવાઇતનું કેદ પકડાવું.

પ્રવેશ ૬ ઠો—કચ્છ, નવઘણનો મહાલય.

પુરૂષ વેશમાં રહેલી કાન્તાનું નવઘણ પાસે પ્રગટ થવું. વિશુદ્ધ પ્રેમવિનોદ.

પ્રવેશ ૭ મો—પાટણ, મહોલ્લો.

વંઠેલ હરિબાઇનું જાહેર લીલામ. શ્રીમંત શેઠ બની હરભમે તેને ખરીદ કરવી.

પ્રવેશ ૮ મો—જુનાગઢ. કર્ણસીંહનો મહાલય.

કર્ણસીંહને નવઘણનો નાશ કરવાની ચીંતા. નવઘણને મહાત્મા દેવાઇતના ઘરમાં છુપાવ્યો છે એવા સમાચાર બીજલે આવી આપવા. મહાત્મા તથા તેના સાતે છોકરાને પકડી મંગાવવા. નવઘણના છુપાવ્યા બદલ મહાત્મા ઉપર રાજદ્રોહનો આરોપ. નવઘણને છુપાવ્યાનો ઇન્કાર. પોતાના સાતે બાળકોનો વધ કરી પોતાની અડગ સ્વામીભક્તીની કસોટી કરી બતાવવી. ઇર્ષાથી પોતાના ભાઇના બાળકોનો વધ કરાવનાર બીજલનું કર્ણસીંહની ગોળીથી ઠાર થવું.

પ્રવેશ ૯ મો—જેહલ. સામંતનો નીરોધ આનંદ. બાદ દી આણે આવી બન્નેને કેદ કરી, જુનાગઢ લઈ જવા.

પ્રવેશ ૧૦ મો—કચ્છ. લાખાનો મહાલય.

કાન્તાનો સહચરી સાથે વિનોદ. પોતાના દેશની થતી દુર્દશા તથા મહાત્મા દેવાઇત કુટુંબ ઉપર કર્ણસીંહે ગુજારેલા જુલ્મના સમાચાર. પીતાનું વેર લેવા અને મહાત્માને મુક્ત કરવા પોતાનું રાજપુન્ઠ મેળવવા લાખા સંગે ચઢાઇ લઇ જવાની તૈયારી.

પ્રવેશ ૧૧ મો—જુનાગઢ જેલખાનું.

મહાત્મા દેવાઇત, સામંત; જેહલ ઉપર ગુજરતો જુલ્મ. કાન્તા કર્ણસીંહ વચ્ચે લડાઇ. બાદ લાખા તથા નવઘણનું આક્રમણ. કર્ણસીંહનો પરાજ્ય તથા કેદ પકડાવું. ટેબલો.

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—દરબાર.

પોતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત થવાથી નવઘણ લાખાનો સંતોષ. કર્ણસીંહને દેશપાર્લી શીક્ષા મહાત્મા દેવાઇતને આશ્વાસન તથા પુરસ્કાર.

પ્રવેશ ૨ જો—ઓડીહર પાસેનું અરણ્ય.

વનવિહાર કરવા નીકળેલી જેહલ પાસે શીકારે નીકળેલા સીંધના બાદશાહ હમ્મીર મોહાસક્ત થઇ પ્રેમની માંગણી કરવી. જેહલની મુંઝવણ, એક માસની મુદત માંગવી, બાદ સામંતને ગુપ્ત રીતે નવઘણ ઉપર પત્ર લખી આપી પોતાનાં બચાવ માટે આવવા જુનાગઢ મોકલવો.

પ્રવેશ ૩જો.—જુનાગઢ રાજમહેલ.

પત્ર લઇ સામંતનું નવઘણ પાસે આવી પહોંચવું. જ્હેનનાં બચાવ અર્થે સૈન્ય સહિત નવઘણનું નીકળી પડવું.

પ્રવેશ ૪થો—ઘોર જંગલ.

ભયંકર રોગથી પીડાતા પાપી કર્ણસીંહનો પશ્ચાતાપ. પાપીને પાપ કર્મની ભયંકર શીક્ષા જેહલના બચાવ અર્થે જતા કાન્તા નવઘણનો મેળાપ. ભાઇને દુઃખમુકત કરવા કાન્તાની દેવીની સ્તુતી દેવીએ પ્રગટ થઇ કર્ણસીંહને રોગથી મુકત કરી નવઘણને દીવ્ય તલવારની પ્રસાદી આપી આશીર્વાદ આપવો.

પ્રવેશ ૫મો— હરાજીમાંથી ખરીદ કરેલી હીરબાઈ તથા કુરભાસને કુંભારના ચાકડા જેવો ઘરસંસાર. ખાચર પાસે બધો ભેદ ખોલવો. બાદ સર્વનું સુધરી જવું.

પ્રવેશ ૬ઠો.—ઓડીદાર પાસેના અરણ્યમા હમ્મીરની છાવણી.

એક માસની મુદત વ્યતીત થતી જતી હોવાથી જેહલની મુંઝવણ બાળીકા ઉપર હમ્મીરનો જુલ્મ તથા બળાત્કાર અણીને પ્રસંગે નવઘણનું આવી પહોચવું. લડાઇ . હમ્મીરનો પરાજય. ભુલની માફી ઉભયની એકતા

સીન ટ્રાન્સફર.

હમ્મીરનું સ્વાગત. નવઘણ કાન્તા.જેહલ, સામંતના હસ્ત મેળાપ. અંતીમ. આનંદ

## મુખ્ય પાત્રો.

રા. કવાટ—જુનાગઢનો વિષય લંપટ રાજા.
રા. નવઘણ—તેનો નિતિમાન પુત્ર.
રા. લાખા ફુલાણી—કચ્છનો રાવ.
મુળરાજ સોલંકી—ગુજરાતનો રાજા.
દંડકરાજ—મુળરાજના કાકા.
કર્ણસીંહ—તેનો અવિચારી પુત્ર, જુનાગઢનો સુબો.
દેવાઇત—સોરઠનો દેશભક્ત આહીર
સામતરાવ—આહીર જાગીરદારનો સ્વદેશપ્રેમી પુત્ર જેહલનો પ્રેમપાત્ર.
હમ્મીર—(સુમરો) સીંધનો શાહજાદો.
બીજલ—દેવાઇતનો હારડીયો ભાઈ.
હરભમ—રા૦ કવાટનો હજુરી, હીરબાઇનો ધણી.
ખાચર—મુળરાજનો હજુરી, હરભમનો સસરો.
છબીલો—હરભમનો વફાદાર નોકર.

## સ્ત્રી પાત્રો.

કાન્તા—દંડકરાજની પુત્રી, નવઘણની પત્ની.
જેહલ—દેવાઇતની કન્યા, સામંતની પત્ની.
મોંઘીબા—રા૦ કવાટની સાધ્વી પત્ની.
સુલોચના—દંડકરાજની પત્ની, કાન્તા તથા કર્ણસીંહની માતા.
હીરબાઇ—ખાચરની પુત્રી, હરભમની પત્ની.
છબીલી—હીરબાઇની ચાકરડી, છબીલાનું પ્રેમપાત્ર.

એ સિવાય દાસ, દાસીઓ, લશ્કર, સીપાઇઓ, દેવી, વાઘ, નાગ વિગેરે વિગેરે.

॥श्री गणेशाय नमः॥

# રા' નવઘણ નાટકનાં ગાયનો.

—❀:૦:❀—

## મંગળાચરણ.

ગાળાઓ—

શ્રી હરી સૃષ્ટિના વિભુવર સુખકર
પરબ્રહ્મ પરમેશ સહુના શુભ કર્તા દુઃખ હર્તા....
પ્રીતકર!—શ્રી હરી.
લીલા અકળ વિમળ છે જ્ઞાની પણ નવ કળે
ગુણગામી નિષ્કામી સુખધામી પ્રભુસામી
અખિલ બ્રહ્માંડપતિની ગતિ મતી વિચિત્ર કૃતિ
વેદને પુરાણ ઉચ્ચરે.... .... ....વિશ્વંભર!—શ્રી હરી.

ગાળાઓ— ૨.

ભારતમા કેવાં કેવાં થયાં બાળ (૨)
ભીષ્મ જેવા, કૃષ્ણ દેવા
કર્મવીર! ધીર એ ભુપાલ! —ભારત.
દૈવી વ્યક્તિ, મહાન શક્તિ. ઉરમાં જેને દેશભક્તિ.
તિલકભાલ મોહનમાળ!
હીંદના હીરા સાચા લાલ!! —ભારત.

દાસ દાસીઓ— ૩

જય જય ગૌરીપ્રભુ નમામિ, કલ્યાણદાતા સુખનાશાતા
ભવ ભયહર શાંતી સુધાકર, પતિત પાવન અધમોદ્ધારણ-જય.
ભવસિંધુ તરે તુજ કૃપાયે, માનવ દાનવ આ જગમાંહે
ઉત્તમ ભક્તિ ન્યારીછે તારી, પ્રણામ....પ્રણામ....પ્રણામ-જય.

૪

હરલાલ—ઓ બંગાળી બુલબુલ મારા શા કાજે રીસાઓ
હીરબાઇ-બંગાળી ખચ્ચર અહિંથી ઘરભેળા થઇ જાઓ
છબીલો—મારા માનીતા ભોજાઇ ચાલને બોલાવે તારા
આપનો જમાઇ
હરલાલ—બંધાણી વણિઆણી અંતરગઢ માંહે બંધાઓ
છબીલો-જાઓ ભલો ભોળી ભામાને શામાટે સતાવો—મારા૦
હરલાલ—સુહાગણી થઇ આ રાજાના મ્હેલોને શોભાવો
હીરબાઇ-છુટાછેડા આપી સીધા સોનાપુરમાં જાઓ
નાની નણદીના ભાઇ (૨)—ચાલ.

૫

કાન્તા—સખી જુવો કેવું ખિલ્યું ઉપવન!!
મીઠી મીઠી કુંજે મ્હેકે છે મીઠાં ફુલડાં!!!
સખીઓ-અલી તારૂં તેવું ખિલ્યું છે યૌવન!!—મીઠી.
ભાવ રસિક રમણીના નયણાં સમજાય છે
કાન્તા—નિર્મળ આ નીર વહન થાય છે!!

સખીઓ—વિરહાકુળ કોકીલા આલાપતી જણાય છે

કાન્તા—બોલે મધુરા બોલ!

સખીઓ—મહુભીની છે અમોલ, ઉરના તું ભેદ ખોલ—મીઠી.

કાન્તા—શિતળ સમીર અહિં સુવાસિત વાય છે જેથી
મને કંઇકંઈ થાય છે.

સખીઓ—મળશે મનમાન્યો મોહન કાં અધિકારી આમ !!

કાન્તા—કેડો છોડો તમામ ! !

સખીઓ—હૃદયે રમે કો રામ ! તેનું કહે તું નામ !!!
મીઠી—

૬

સખીઓ—શરમાય સખી હવે શાનેરે મનમોહન મંદિર જાને

કાન્તા—શીદને અલી તું અકળાવેરે દુઃખ થાય દિલેદુર થાને

સખીઓ—બની કાન્તા તણી પટરાણી
અમે વાત અંતરની જાણી
હવે છાની વાતો કરજેરે—મન૦

કાન્તા—સુગ્ધાછું પ્રેમ અજાણી સમજાય નહિ તમ વાણી
હું હારી તમથી હારીરે—મન૦

૭

કાન્તા—પ્રેમભીનાં ! પ્રેમદાનો હાથ ઝાલી
શુદ્ધ પ્રેમથી નિભાવજો

નવઘણ—પ્રેમભીની ! સલુણી શાણી પ્યારી
સંસારને સોહાવજો.

મોહનની મીઠી મનહારી તું મોહિની
પ્રીયતમજી ચંદ્ર મારા હું તમારી રોહીણી
કાન્તા—આજ મારા ભાગ્યની ઉષા ખીલી ખીલાવજો
આવા પધારી રસ પ્યાલી પીવરાવજો
રંગે રંગીલા રેલાવજો.......પ્રેમભીનાં

૮

કાન્તા—જન શું ગુમાન રાખે જીંદગી નથી સદાની
દીનચાર ખીલી ચંદા પલમાં ડુબી જવાની
રાવણ સરીખો બળીયો યુધે ચડીને હાર્યો
સીતાપતિ શ્રી રામે અભિમાન ઉતારી માર્યો–જ.
જ્યારે ઇંદ્રપદ લેવા બળિને મતિ જ્યા વ્યાપી
વામન સ્વરૂપે ત્યારે લક્ષમાં ભૂમિને માપી–જન.

૯

જેહલ તથા આહીર કન્યાઓ—
સજે શરીરે શસ્ત્ર શિરનામણી ! દેશને ઉદ્ધારવા
સંહારવા અરિ
ગાજે દુદુંભી નાદ ગગને વળી સ્હાય થા સ્વદેશીઓને
શંભુ શ્રીહરિ !!

દેશધન અમારૂં જાશે દાનવો હરી!—સજે

મદમર્દન કરો અરિ તણું મંગળકારી મહંત.

વીજયા તમ રક્ષા કરો આશીશ છે ઉરગત.

વિષમ દુઃખ ટાળીને પધારજે ફરી, વીજય કીર્તિ

માળ મોતી કંઠમાં ધરી

દિવ્ય દેહધારી, અક્ષય સુખકારી, પુનિત પદ કરી—સજે.

આહીર કન્યા— ૧૦

ધન્યરમણી! તું હીતચીતક શુભકરણી નીજદેશ તણી કલ્યાણી

જેહલ—પ્રિયભગીની! આ દેશતણી ભક્તિની ઇચ્છા હૃદયે સમાણી

કન્યા—દેશભક્તિમાં સાર્થક શું છે મોજ મજાઆ ફરવું

નાહક લોકો માટે બ્હેની! વીણ મોતે શીદ મરવું—નીજ

જેહલ—નહિં જીંદગી શોભે ધનથી નહિં વસ્ત્રાભૂષણથી

શોભા જન્મભૂમિ સન્તાને ઉતમ એવાં ગુણથી—ઇચ્છા

કન્યા—સ્વદેશની શુભ સેવા કરવા મંત્ર પ્રથમ સમજાવો!

માતૃભૂમિ ઉદ્ધારક સીઢી તે અમને બતલાવો?—નીજ

જેહલ—જનમંડળને કુટુંબ ગણીને સંપ સુગંધી ફેલાવો?

આત્મબળથી સમદ્રષ્ટીયે દિવ્ય જ્યોતિ પ્રગટાવો!—ઇચ્છા.

૧૧

જેહલ—દેશભક્તિની જ્યોતિ અંતરમાં જગાવજો હો સાયબા ?
દિવ્ય ભાવના ફેલાય ? દેશબંધુ દીલમાંહ્ય ?
નીજ કર્મ ધર્મ ધરીને જગમાં જશ રેખા દીપાવો ?-?-દેશ.
સામંત—શોભા હું આપું સ્વદેશની ઓ સુંદરી ?
સત્કર્મ સારૂં છે સાચું એ સુંદરી ??
જેહલ—એજ આર્ય બાળ ધર્મ ધીર થઇ શોભાવજો ?-દેશ.

૧૨

માઅર—લુચ્ચા જમાઇ તેં મારી ઇજ્જતનાં આજે કરાવ્યા કાંકરા
હરખમ—ગુજરાવીના તું મારી આંબાયડી લઇને આવ્યો ક્યાં વાંદરાં
હીરબાઇ—..........પિતાજી મારા પીયર લઇ જાય છે.
હરખમ— ..........વાહાના જેવું જીવન આ થાય છે.
છબીલો—કાલે સવારના જાશું બજારમાં બૈરી નવીન કોઇ લાવશું
હરખમ—ત્યારે તો દીકરા હસી હસાવી નવીને પ્રીતે રમાડશું
હીરબાઇ..........ચાલો પિતાજી સુખે છોડીને દૂર
છબીલો..........બુદ્ધિમાં એમનો ડબ્બો તો ગુલ છે
હરખમ..........બાયડી થઇ લાગવું એ તમારી ભૂલછે—લુચ્ચા

૧૩

મેઘીબા—કુડો આવ્યો આ કાળ ઇશ ? થા સહાયરે ??
સ્વામિ આધારે જીવનદોરી બાગ્યે લખાયુ નહિં બળજોરી

શા. કુવાટ—કરો ન કલ્પાંત શાણી થાને શાંત વ્હાલા સુતરે!
મોંઘાંબા—ચાલો પ્રિય બાળ! અતિ દુઃખ ઉરે થાયરે—કુંડો.

૧૪

કન્યાઓ—આ વિશ્વમહી વિદ્વાન વનિતા પ્રબળ છે
વળી કોમળ જેનું હૃદય કમળ વિમળ છે
અજ્ઞાન ના ના રીતભાત નહિં સારી
અંતરમાં જેણે ઝેરી કટારી ધારી.
સુશિક્ષિત નારી સહકુટુંબે ભવ તરતી
છે સદાચરણથી અક્ષય સુખને વરતી

૧૫

જેહુલ—અજર અમર પદ મેળવનારી પતિવૃતા જગમાં!
સાવિત્રિ તારા સીતાયે દ્રૌપદી રૂકમણી કુન્તાયે
અચળ કીર્તી નિર્મળ વૃતિથી પ્રાપ્ત કરી જગમાં
કન્યા—પણ બ્હેની અર્વાચિન નારી, પ્રાચિન રીતીને ભૂલનારી
ક્યાંથી તરે ભવ સિધું પતિ સંગ જગમાં!!
જેહુલ—સતિને સુરવર મુનિ નમે છે આશીશ દઈ સન્માન કરે છે
સતિનો મહિમા છે સર્વોત્તમ જગમાં

૧૬

કેહરૂ—નાર ગુણવંતી સદા સંસારને શો માવતી!

પતિપ્રેમમાં તન્મય બની આદર્શ જીવન ગાળતી—નાર
પ્રભુ સમાન પતિપદ પુજી જન્મને એ સુધારતી!
ગૃહિણી ધર્મ દિપાવી જગમાં! કુટુંબને ઉદ્ધારતી—નાર
નાર સંદસતી જે પતિને નીજ સમાન પ્રમાણની!
આભુષણ ધારી નવીન નિત્ય સ્વચ્છંદ સુખમાં મ્હાલતી.

૧૭

સોરીણા—વિનતિ મારી ઉરે ધરો દયાળુ! દુ:ખવામી!!

તસ્વીરૂ કરૂં હું કોની આશ હે! મોરારી!!—વિ
મનધારે નહિં ધીર ખબર ન આવા લગીર
તનુંજ ત્રીયાછે અધીર દુ:ખ દે વિદારી!—વિનતિ

૧૮

હરભમ—ભુલ છે (૩) રે પ્યારી આતો તમારી ભુલ છે.

માનો મધુરી આશક બન્યો છું તારાપર જીવન
આ ફુલછે રે—પ્યારી.

હીરબાઇ—ધેરઆવોતોભોજનજમાડુ પર્ણથીપ્રીતીના રંગેરમાડું
હરભમ.................આતો કોઈ ખાનદાન કુળ છેરે—આ...

છબીલી—સાધુ જુવે જરા આંખડી મીલાવીકિ દીસતાને દીઠા
દીના વેશ બજાવીએ રીઝાઇ તું ચાકર સેવકજ છે રે—પ્યારી
છબીલી—ભીખારી બાબદાઓ કટકેલ જૂતા છે બ્રાહ્મણના વેશમાં
સાચા અવધૂત છે બાપડી વિનાનો ભાવપૂજ છે રે—પ્યારી

૧૯

આચર—ગંભીર જાટાળો તેં ક્રોધ કરું ભરમા મારીને ઝીપો,
હીરબાઇ—ના મારશો ના મારશો આ બ્રાહ્મણને
હરખમ—બાઇસાબ બાઇસાબ બાઇસાબ ભૂલ થઇ
આચર—કાશું મારી ઉંચી નીચી ગરદનને—ગંભીર.
બ્રાહ્મણ થઇને ઠગતો જગને
છબીલી—..................મારો બાગને
હરખમ—બચાવ મારી બાપુડી આ બ્રાહ્મણને હે પ્યારી—ગં.

૨૦

ખેડુત સ્ત્રી તથા બાળીકાઓ—
ભારતને ઉદ્ધારનારો રેંટીયો અમોને પ્યારો
ભાગ્યોદયનો સુર્ય એ છે અમારો
સોહમ સોહમ બોલ બોલે ભારત સુતનું મનડું ડોલે
આત્મજ્ઞાન આપનારો તનના તાપ કાપનારો—ભારત
સુદર્શન ચક્રશક્તિ દેશની કરાવે ભક્તિ
દેશીઓને તારનારો મોક્ષધામ આપનારો—ભારત

२१

કાન્તા—ભોગીડા જપેછે માળ તારી નૈગણા ઓચારી
ટેક ધરીને અમે ભાનને વિસારી
પ્રેમની ત્રિભુતી ચોળી શોધી જ્યોત ખોળી—ભોગીડા!
નવધણ—સ્નેહ સેવા સાચી જાણી મળી તું સુભાગ્યે શાણી
માનુની છે હૃદય મણી પ્રેમ ટેક જોઈ રમણી!
કાન્તા—છબી તારી અંતરમાં ઉતારી ઓ! વિહારી!—ભોગીડા!

૨૨

જેહલ—છે કેવી ઓહો! રહેલી જીવનની બહાર
વૃક્ષને વેલી વીંટી રહેલી અંગમાં ધરી પ્યાર—છે.
મોર મયુર ચકોર ચકોરી કેવી મનોહર સારસ જોડી
આનંદ કેલીથી જીવનગાળતી રમ્ય સ્થાનોમાં આવાર—છે.
સરજનહારે સૃષ્ટિ રચી સારી ઉત્તમ નરનારી જોડ પ્યારી
એકલડું નહિ જીવન કામનું શૂન્ય લાગે સંસાર—છે.

૨૩

જેહલ—આનંદની ફુલવાડીમાં ફરશું ફરશું સાથ
રમશું નિર્મળ નેહથી ઝાલીને તવ હાથ
સામત—મીઠી મેના મીઠા બોલ તારા જાણે વરસે છે અમૃતધારા
જેહલ—નયનોનાં તારા તમે પ્રાણ પ્યારા થાણાં સહુણાં સુજાણ

---

કાન્તા—શીદને સતાવો સખી હું તો છું અજાણી
ભાળી ભોળી સમજુના જુઠી તવબાણી
સખીઓ—પ્રીતમના ઉછરંગે આતો તનમનમાં મલકાતી—મદન

૨૬

| | |
|---|---|
| ખાચર—પાદરી | આજે થઇ ગઇ શાદી થાતી મટી બરબાદી |
| હુરમ—હીરબાઇ | સાદીરહીઆબાદીઇચ્છાપુરી કીધી આજ |
| છબીલા—છબીલી | મુખ જોઇ મળી વાહ બંનેની આશા ફળી |

નાચો ગાવો આંચો ધુમ મચાવો આપસમાં સહુ—આજે

૨૭

દરબારી—કંચનીયો—જય જય સોરઠ શીરતાજ રાજ !
અવિચળ રહો અમપર નૃપાળ !—જય
યાવત ચંદ્ર દિવાકર તપજો.
ન્યાય નિતી નિત્ય અંતર ધરજો
અખંડિત યશ પામો ભૂપાળ !—જય

૨૮

જેહલ—વેગે કરજે વ્હાર દીન ભગીનીની
હે ! સોરઠના શીરતાજ ? ?
અવસર આ સાચવ પ્રિયબંધુ વચન દીધું તે દિપાવ !
ભવસાગરમાં સુની ભટકતી નાવ સુકાની બચાવ !—હે !

દુષ્ટ દમન કરે સ્હાયકર્થા વિર ! નહિતો જશે તુજલાજ
સમય સાધી ન્હેણે રો વળજે શીયળ રક્ષણ કાજ ! ?–હે

૨૯

કાંતા—ભાગ્ય તણી ગતી અદભૂત ભાળી
વિચિત્ર કૃતી નીયંતાની નિહાળી
સુખદુઃખ પલપલમાં પલટાય !—ભાગ્ય;
માનવ મિથ્યા આશ ધરે મન ફુલાઇ ફોકટ તાપ તપે છન
મૃગજળ પીવા મુર્ખ લલચાય
વિધિને વશ જગત જણાય !—ભાગ્ય.

૩૦

કાંતા—મોહનજી ! મારા નરવર છો પ્યારા
નયનો તારા દીલ મુજ હરનારા
મનહારી ! છબી અંતરપટ પર ધરી
સુખ સરવર કુંજ વિહારી !?—મોહનજી !
નવઘણ—મુજમન શીતળ કરનારી ચંદા ભુતળની ન્યારી
ઉદધી અંતર રેલાવનારી
કાંતા—વિશુદ્ધમનથી સેવા કરૂં હું તમારી
પતિ નામ સ્મરણ નિત્ય છે અક્ષય સુખકારી
શિરછત્ર ચુડામણી મારા !—મોહનજી !

૩૧

મોંધીબા—દીન તણાં દુઃખ વિદારી
ભગીનીના કષ્ટ નિવારી
જગતમાં અમર થઇ કીર્તી યશ જાય છવાઈ—દીન

જન્મી ન કરી માતુભૂસેવા કર્મ કરે દીનને દુ:ખ દેવા
દીધું ન તાન! હર્યા ન દુ:ખ!!
પ્રભુ કૃપાથી મળી સંપતી
વ્યર્થ ગઇ જીવનની કમાઇ!!–દીન

૩૨.

હરભમ હીરબાઇ–વેલ ગુડનાઇટ એન્ડ ઓલ રાઇટ ફળીઆશ
આજ અમાર
એકટ્રસ નંબર વન પીશું આશું કચુંબર ધારી
હરભમ–આ હીરબાઇ માટે હરભમની ભારે થઇ ખુવારી
છબીલો–છબીલી માટે આ છબીલે ખોઇ છે ઇજ્જત સારી
ખાચર–પણ સસરાની બલિહારી દીધી શીખામણ સારી
હરભમ–..............સુધરી હરભમની પ્યારી
છબીલો–..............છબીલી છબીલાની પ્યારી
બધા—થઇ ખુશ ખુશાલી ખુશ ખુશાલી નાચો હાથ ઝાલી

જેહુલ— ૩૩

વ્હાલા! તારો ઉગારો હે મોરારી!!
શરણ ચહું કરો વ્હાર! આશ છે તારી
જીદંગ નાવ દુ:ખ સિંધુ ડોલાવે
તારણહાર! દયા ઉર નવ લાવે
ભવમાં ભટકી જીવ જાય મૃત્યુ વીના અવર ન ઉપાય
દુ:ખ દે વિદારી!

સમાપ્ત.

# જાહેર ખબર.

——— ———

શ્રી મનોહર નાટક સમાજમાં ભજવાતાં નાટકોની ચોપડી શ્રાગુજનો જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમત મળી શકશે

| નાટકનું નામ | | | | | કીંમત. |
|---|---|---|---|---|---|
| શા. નવઘણ નાટકના ગાયનો... | | | | ... | ...૦-૩- |
| વીર છત્રસાલ | ,, | ,, | ... | ... | ...૦ ? |
| જરાસંઘ | ,, | ,, | .. | ... | .. ૦-૩- |
| લલીત મુદ્રા | ,, | ,, | ... | ... | .. ૦-[illegible]-૦ |
| જુલ્મી જાલમ | ,, | ,, | ... | .. | ...૦-૩-૦ |
| બ્રહ્મકુમારી | ,, | ,, | .. | .. | ...૦-૩-૦ |
| પ્રદ્યુમ્ન કુમાર | ,, | ,, | ... | ... | ...૦-૩-- |
| સતી વૃંદા | ,, | ,, | ... | ... | ..૦-૩- |

માલેક

શ્રી મનોહર નાટક સમાજ

શ્રી ન્યુ પ્રીન્ટીંગ પ્રેસમાં શા મફતલાલ માણેકલાલે છાપ્યું
ઓરડી બજાર—વીરમગામ.

